ॐ

सत्यमेव जयते.

# महिषमर्दिनी अंबिका स्तवन.

રચનાર
રાવળ. મથુરલાલ હરગોવિંદ પાટણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
વ્યાસ. ભોગીલાલ ગોપાળજી પાટણ.
( આવૃત્તિ ૧ લી ૧૦૦૦ પ્રત.)



અમદાવાદ:
રાજનગર ટાઈપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.
પીરમસાના રોઝા પાસે.
વડનગર.
શ્રી વડનગર ગજાનન પ્રિન્ટીંગ પ્રેસ.
સંવત ૧૯૫૫. સન ૧૮૯૯.

કિંમત રૂ. ૦-૩-૦ ત્રણ આના કલદાર.

७१४९

श्री.

सत्यमेव जयते.

# महिष मर्दिनी अंबा स्तवन.

રચનાર
રાવળ. મથુરલાલ હરગોવિંદ પાટણ.

છપાવી પ્રસિદ્ધ કરનાર.
વ્યાસ. ભોગીલાલ ગોપાળજી પાટણ.
( આવૃત્તિ ૧ લી ૧૦૦૦ પ્રત. )



અમદાવાદ:
રાજનગર ટાઈપ ફાઉન્ડરી પ્રીન્ટીંગ પ્રેસ.
પીરમસાના રોઝા પાસે.
વડનગર.
શ્રી વડનગર ગજાનન પ્રિન્ટીંગ પ્રેસ.
સંવત ૧૯૫૫. સન ૧૮૯૯.

કિંમત રૂ. ૦-૩-૦ ત્રણ આના.

श्री.

# अर्पण पत्रिका.

સર્વ દેશી બંધુઓને, સ્વધર્મી દ્વીજો તથા ભક્ત જનોને નમ્રતા પુર્વક વીનંતી કરૂં છું કે આ મહિષ મર્દન અંબા સ્તવનનું પુસ્તક મેં મારી અલ્પ બુદ્ધી વડે અંબીકાની સ્તુતિ તરીકે નાટકના રાહો મુકી બનાવ્યું છે. તેમાં કાંઇ ભુલ ચુક આવેથી માફી આપશો. શાથી કે હું કાંઇ મોટો કવી નથી. ફક્ત આપણા સ્વધર્મી લોકો અને દેશી બંધુઓ તથા આર્ય જનોનું મન નાટકના ગાયન ગાવાપર ઝટ ખેંચાય છે. તો તેથી કરીને આ પુસ્તક નાટકના રાહો મુકી બનાવ્યું છે. માટે નાટકનાં ગાયન નહી ગાતાં આ અંબીકાની સ્તુતિ તરીકે ગાયન છે. તે ગાશો તો ગાયનનો શોખ પુરો પડશે ને બીજું માતાની ભક્તી થશે. માટે મારો મુખ્ય હેતુ બનાવવાનો આજ છે, તેથી આ પુસ્તક આપણા કરમાં અર્પણ કરૂંછું, તો મહેરબાની કરી સ્વીકારશો.

પાટણ.

તા. ૧-૧૦-૯૯

લી. સેવક.

**મથુરલાલ હરગોવિંદ.**

અલ્પ બુદ્ધી પ્રકાશીક.



# माहिष मर्दिनी अंबीका स्तवन.



[ १ ]  ( જય જય કરો સંભુસુત હે. એ રાહ. )

ॐम् श्री. ॐम् श्री. ॐम् श्री.

ॐ श्री ॐ ॐ ॐ श्री ॐ ॐ ॐ श्री ॐ ॐ ॐ श्री ॐ

ॐम् श्री. ॐम् ॐम् ॐ........म्........श्री. ॐम् श्री.

अंबीका आइ तुं कष्ट हरीले. मथुर कहे सेवक सुखक हरी ले.

करील. क ील. क....री....ले. ॐम् श्री.



[ ૨ ] ( ડરમાં તું દીલ સાથ. એ રાહ. )

**સ્વધર્મી બાળક**—અંબા ગુણ ગાઇએ બાળ અમે અંબાગુણ ગાઇએ, ( માજી એછે દીન દયાળ. ) એછે દીન દયાળ. બાળ અમે.
બીરદ તમારૂં—ધણું રોજ ધારૂં.
નવ મુકીએ માજી શરણું તમારૂં.

૧ **લો**—મારાજ મનમાં અંબેજ એક ધારૂં.
૨ **જો**—દુખો માજી તારૂં શરણું હરનારૂં.
૩ **જો**—બીરદ મારી તારૂં મોહન ગારૂં.
૪ **થો**—કેમ ભાઇઓ તમે માજીનું ભજન કરશો કે.

**સર્વ**—હા ભાઇ માજીનું ભજન છે તેજ ખરૂં છે.
બીજું વૃથા છે.
માજી કહીએ અમને પાળ. હાંહાંરે અંબા. અમે.

**પહેલો**—અહો પ્રીય પ્યારા—વીરો મારા.
કહો ભાઇઓ શા છે વીચાર તમારા.

**બીજો**—અંબા ગાય તે ન હોય નઠારા.

**ત્રીજો**—ખરૂં કહ્યું બોલ સાચા છે તારા.

**ચોથો**—આવો મળી કરીએ ભજનનજ પ્યારા.

**પહેલો**—અંબીકાજે અંબામા તે આપણી ધર્મ દેવી છે તેનું ભજન કરવુંજ જોઇએ.

**બીજો**—હા ભાઇ ખરી વાત છે. તેનું ભજન કરવાથી અંતે મોક્ષને પામે છે.

**સર્વ**—મા જમો જુગતથી થાળ હાંહાંરે. અંબા. અમે.

લી. મથુર.

—+—

**[ ૩ ]           ( હાં ઈશ્વર ઉશ્વર એ રાહ. )**

હાં અમર અજર સુખકર કર. અંબેજ મા તું મારીરે.
  મા તું મારીરે.
દયાથી મયાથી રાખો સારી સારી. અમપરે ધરો ભારીરે.
  ધરો ભારીરે.           હાં.
આજારી ગોજારી આવ્યા શરણે. કષ્ટજ નાખો વીદારીરે.
  નાખો વીદારીરે.         હાં.
પ્યારાં છો દયાળાં છો દેવી તમે દયાળી. મુરતી મોહનગારીરે.
  મોહનગારીરે.          હાં.
મથુર ચતુર શરણે વદે વદે. કરો રખવાળી મારીરે.
  રખવાળી મારીરે.        હાં.



**[ ૪ ]  ( બીન સીખે ન આવે કોઇ ગ્યાન. એ રાહ. )**

મા તું મ્હારી તું તો શીરતાજ
કહું આજ—રાખો લાજ—મનમાંજ—તનમાંજ—માતુ.
અમને આપો બુદ્ધી તો આરાસુરી. સારી. સારી. સારી.
ભક્તી સદાયે તમારી મા લાગે પ્યારી પ્યારી પ્યારી.
માટે આપી રાખોને લાજ—શીરતાજ. અંબેમાજ.
હર્ષધરી આપોને દેવી. સુનીવર મુનીયેજ સેવી.
ભક્તી તુજ કરી લેવી લેવી. કીર્તી કેવી કેવી.
કહું આજ. રાખોલાજ. મનમાંજ. મથુરનાંજ. મા તું.

**[ ૫ ] ( પ્રેમનો કોલદીઓ રાજકુમાર. એ રાહ. )**

દર્શણ આજે દીઓ અંબેમાય, મારાં પાપ પુરવનાં જાય.
મારાં આરાસુરીછો રાય. દર્શણ.
આપો દર્શણ પ્રીતથીરે, મોટી તમે છો મંમાય.
સેવક શરણે આવુંછું રે, કરોને કષ્ટ વીદાય. દર્શણ.
ભક્તી દોમા તાહરીરે. કરૂં હું સાચ સદાય.
આપો અચળ મુજને ખરે, મા મથુર કહે છે માય. દર્શણ.

---

**[ ૬ ] ( આવો કુમકુમને પગલે. એ રાહ. )**

૧ અંબાજી સુબુદ્ધી આપો,
૨ કુબુદ્ધી તરતજ કાપો.
૩ આરાસુરીછું સરણે,
૪ આવ્યો મારા કષ્ટ હરજો.
૫ સેવક સુદ્ધજ કરી સ્થાપો. અંબાજી.
૬ કરગરતો કહુંછું તુજને,
૭ આપો સુબુદ્ધી મુજને.
૮ કાપો કષ્ટ મારાં અમાપો. અંબાજી.
૯ ચુંડમુંડે હણ્યા તે હાથે,
૧૦ વળી શુંભ નીશુંભ તે સાથે.
૧૧ હણો મથુરનાં ત્રીવિધી તાપો. અંબાજી.

---

[ ૮ ]  ( અતુલ શૃંગાર છો વારે વારે. એ રાહ )

આઇજી શું છબી સોભતી તારી તારી.
કરોને રખવાળી હાં મારી મારી.
દુઃખ દુર કરતાં માતુ મારૂં તું.
સુખોને તમ કરનાર છો વારી વારી—આઇજી.

**સાખી**—સુંભ નીસુંભ હારજ કરી સાર્યા દેવ તમે કામ.
તેમ મુજપર સુખો સર્વે કરી કર નાશ શત્રુનો જામ.
ચુંડ મુંડ માર્યા ત્રીસુળે માતુ.
"મથુર"તમદાસ છે વારી. વારી. આઇજી.

---

[ ૯ ] ( અરે ઓ પનીહારી નહિ ગભરાઓ. એ રાહ )

માજી ઓ દુઃખહારી રંકપર દયા લાવો.
દાસ દેવી થાઓ સંકટે સઘ આવો.
આવો આવોને દયાતો લાવો. રંક.

**સાખી**—આરાસુરી જે દયા કરો છું તમદાસ હરનીશ.
મહિષ મર્દન માતુ મયા નામું ચર્ણમાં શીશ.
માતુ માતુ કરતો આજે ચર્ણમાં ન્હાય છે.
હર્ષ ધરી માતુ અહીં "મથુર" ગાય છે. રંક.

---

( ૧૦ ) ( પામ્યો પામ્યો પદમણી આવી હો એ રાહ. )

રહ્યો રહ્યો જગત જશ જામી હો કર્યો માએ જયજય આવારી.
માર્યે દૈત્ય ચુંડ મુંડ અવરને સહાય કીધી સુની દુનીવરને

સ્રષ્ટી સદા સુખ પામી હો. કર્યો.
વળી નીસુંભને સુંભજ માર્યા સધ સેવકનાં કામજ સાર્યા.
" મથુર " કહે નાંખ્યાં કષ્ટ કાપી હો. કર્યો.

---

## ( ૧૧ ) ( આરે નાજુકડે નાહોલીએ એ રાહ. )

અંબે આરાસુરની રાણી, માનું પ્રીતે હું પટરાણી.
સુરી સાક્ષાતનેરે, સુરી.
આવ્યો આઇ તમારે શરણે પડું પ્રીતશી તારા ચરણે.
મા ખોળે માથું છેજરે, અંબે માતનેરે. (૨) અંબે.
શર્ણેજ તારે તુમેજ મારે આવ્યોજ પારે અંબે ઓ તારે.
મહિષમર્દન જયકારીને (૨) દેવી સાક્ષાત છોરે દેવી. (૨) અંબે.

---

## ( ૧૨ ) ( બાંધો બાંધો શું જુઓ છો એ રાહ. )

આપો આપો દર્શન મુજને અંબે ઓ જગના ઓધાર,
કહું છું દેવી કરગરીને દર્શન દયોને જગ કીરતાર.
નજર આમ કરો. દુઃખ સૌ હરો મા તું મોટી જગતતાત
મહેર કરો (૩) આપો.

---

## ( ૧૩ ) ( જોઇ છે મેં આજ એ પરીને. એ રાહ. )

અંબીકાજી આજ નિહાળીને (૨)
સંગાર શોભીતા માજીને અંગે સોળે સણગાર.
અહાહા મુર્તિ અલૌક બની અલબેલી તણી.

ખરે બની છે ધણી. અંબીકા.
સરસ શોભીત છે મહિષ મર્દની એતો દીનદયાળ.
હો બરદાળી શત્રુ સંહારી. એ......રે......હાં...અંબીકા.

---

[ ૧૪ ] ( કોઈ રબકી મરજી કયા જાને. એ રાહ. )

ભજુંં ભાવ થકી આજે તુજને.
કર સ્હાય સદાય મા તુ સુજને.
હે આરાસુરી અંબે માતુ
તુજ નામ ભજવાથી કષ્ટ જાતું.
હે આપો તુજ સ્મરણ જગત્રાતા.
ધરૂં ધ્યાન તારૂં અંબેમાતા.
વારે ને વારે ગુણ ગાતા.
જે સેવક થઇ સરણું સ્હાતા.
આપોને બુદ્ધી આજ તમે.
પ્રેમેથી માત મથુર નમે.

---

[ ૧૫ ] ( પાપ પુરવનાં જાણવાંરે. એ રાહ. )

આરાસુરી પટરાણીરે. તું છે દેવી અંબાજી.
તું છે દુઃખ સરવે હરનાર. પાપીને સત્વર સંહાર. રે.
દયાતો દીલધરરે ( ૨ ) સુખકાર. દેવી.
વાઘ્ર વાહન તુંતો ચડનાર. શોભે શોળે તુજે સણગાર. રે.
અંબામા દીલપરરે ( ૨ ) સુખકાર. દેવી.

અંબે અંબે મુખે કહું. સદા હું તુજે ચરણુમાં રહું. રે.
સદાનો ભકત કરરે ( ૨ ) સુખકાર. દેવી.
ઝમકે ઝાંઝરનો ઝમકાર. માજી તેજ તમારૂં અપાર.
દુઃખ સઘળાં તમે છો હરનાર. મથુર કહે માજી મુજને તારરે.
આરાસુર પર વસરે ( ૨ ) સુખકાર. દેવી.

---

## ગરબી.

**[ ૧૬ ] ( ઓધરીના પુર ઊર ઊમંગરે. એ રાહ. )**

હાંવરીને આનંદ તો અપારરે. સજ્જનો મારા પ્રીતથી.
કરોને ભક્તિ માયરે.
એહાંછે અંબે બાળી આજે તો સુખકારરે.
જાઓને શરણે સુખ થાયરે. સજ્જનો.
**સાખી**—એછે અલબેલી ખરી. જાઓ શર્ણે સુખકાર.
આરાસુરી અંબે તણી. કરો ભક્તિજ અપાર.
મહિષ મર્દન એછે દેવીજ આપણી. માટે કરોને ભક્તિ ધરી પ્યારરે.
**સાખી**—આજે શી સોભા બની. માજી મંડપ માંહય.
નૃત નાચતો થઈ રહ્યો. માતુ વાસમાં જ્યાંય.
**ભક્તિરે**—ધરી હોંસ અંબેપર અપાર. કરોને ભક્તિરે.
**શક્તિરે**—કરે સહાય અંબાજી માય. એ શીવ શકિતરે.
વાસકરો જઈ તેના ચરણુમાં. એનાપર ચીત નીત ચાહીને.
નાશ થશે તમ પાપ પુરવનાં. જાઓને ઝટપટ ધાઇને.
રીઝેછે રોજ નીત તેના ચરણુમાં. મથુર કહે માતુ ગુણુ ગાઇને. હાંવરી.

---

[૧૭] ( થયાં છોરે પતિતેજ પ્યારી તનના. એ રાહ. )

ભજો દેવી. જેને જગત નીપાવી અંબે રૂદ્રાણી. (૨) ભજો.
સુંડમુંડને મારી ઠાર જે, કીધાં ભક્ત જન કાજે,
બાઇ તારૂં, ન વીસારૂં, નામ તારૂં. લાગે પ્યારૂં.
સુખ સૌ કરીને હર્ષજ ધરીને કષ્ટ કરો પાણી. ભજો,
મહિષાસુર મર્દન એ મોટી, આરાસુરી જગરાય.
બલીહારી. જાઉવારી. રાખોપાળી. મહાકાળી.
મથુર કહે કરજો સહાયજો, જગત પ્રગટ થાણી. ભજો,

---

[૧૮] (એ એ રંગી એ રાહ. )

હે હે દેવી.
ભજુંછું ભાવથી સત સંગ આજે હુંયરે માતુ આરાસુરી.
પ્રથમથી પુજું માતુ. હે—દેવી.
આનંદ આજે આજે આજે મંમાયા હરહર દુઃખો જે દાસતણાં
કરજો સુખનેરે માતુ મ્હાયરી.
મથુર કહે આનંદ આજે મા તું. હે—દેવી.

---

( ૧૯ ) ( સંગીત કળા છે પ્રભુને પ્યારી. એ રાહ. )

આનંદ અતિ છે આજે તોજ ભારી સુઅંગે કષ્ટ હારી.
દર્શ તારાથી—માત મયાધી.
આજ અંબે તારાથી.
આ......રા......સુ......રી—તારાથી (આનંદ) આનંદ,

---

લી. મથુર,

**[ ૨૦ ] ( જે મારા કીસ્મતમાં લખ્યું તે થશે. એ રાહ )**

( જે મારૂ સ્વરૂપ જુએ જોડેજ પ્યાર. )

હે અંબીકા આરાસુરી કરો તમ સ્હાય.
કરૂંછું સ્મરણ તારૂં હર્ષથી આજે.
કરોને અંબીકા અમે ધાર્યું કાજે, હે.
આપો બુદ્ધિ અઘોચર આઇ. દાસ કરો તમ હે મુજમાઇ.
આરાસુરી છો જગત માઇ.
મથુર તમ ચરણુ ચીત નીત ચ્હાય. હે.

---

**[ ૨૧ ] ( આ ગ્રીસ્મ સમય રસીક. એ રાહ. )**

અંબે ઓ કાપો, સુખ અમાપો. મુજ પર અતિ કૃપા કરી.
આનંદ અંગ છે અપાર હોંસતો ધરી. અંબે.
માતુ મુજપરે. દયા રેમ ખરે. દર્શ દુઃખ હરે. સુખશાન્તી મળે.
લીધાં કષ્ટજ હરી. અંબે માય. કર સ્હાય.
મથુર ગાય. અંબે.

---

**( ૨૨ ) ( આંખલડી અણીઆળીરે. એ રાહ**

અરે ઓ ડુંગરવાળીરે. તારી વાગે છે જગમાં તાળી.
હે માડીરે તેંતો કઇક દેવોનાં કામ કીધાં.
ચુંડ મુંડને કીધા ઠાર સઓથી મધુરકૈટભ હરનારીરે.
તારી વાગે છે જગમાં તાળી. હે.
દેવો તો દુંદભી નાદ વગાડે, ઓ આરાસુર રાણીરે.
તારી વાગે છે જગમાં તાળી. હે

નવરાત્રી નવ દીન તમે ખેલો. ત્રીભુવન નાથ તું બીરદવાળીરે.
પ્રીતે રાખ મથુરને પાળી. હે.

---

## ( ૨૩ ) (કાલીબાવરવાને ઘેર ગઈ દેખો સૈયાં. એ રાહ.)

અંબે આરાસુર નીવાસી આવું તારે પારે. ટેક.
શર્ણું કરો સેવક માજી આસરો છે તારો. અંબે.
માજી માજી કરતો ભમ્યો છે બધો ભવરે.
હવેરે બચાવો દુઃખ દુર કરોરે. છબીછે રસાળ.
મોતી પરોવેલ વાળ સુંદીર સાડી છવાઇ રહી
તારે પારે. અંબે.
જોઇ છબી માતુ તારી ઉપજે છે પ્યાર પ્યાર.
કેશરી કંચન આડ તમે કરીરે વાગેછે ઝાંઝર.
માની ધુંટીપર મથુરે બાંધ્યુ તો ગ્રહીરે. તારે પારે. અંબે.

---

## [ ૨૪ ] ( લોચન રસીલાઓ મોહન રંગીલા. એ રાહ. )

અંબે અલબેલી આરાસુરે વસેલી, શેવક શરણે આવી
ભાખીએ (૨)
અખંડ જોત જેવી દીશોછોરે દેવી. દાસ તણાં કષ્ટ
સઘ કાપીએ. (૨)
આવીએ સેવક મા તારા શરણે. પ્રીતેથી શરણે મા રાખીએ.
માતુ દીઓ દરસણુ દુખો જાય. (૨)
દુઃખહર સુખકર મુજપર મનહર. (૨)

અહો મારી માવડી પુજું તારી પાવડી. સેવકને સદાનો
સંભાળીએ.
કરી વાઘ સ્વારી. શત્રુને સંહારી, મથુર કહે દાસનાં દુઃખ
ટાળીએ. આવીએ.

---

( ૨૫ ) ( શીદને શાણા સરમાઓ. એરાહ. )

વંદુ હું વારમવાર અંબાજી આઇ તમને વંદુ.
અલક મુર્તિ આપની શોભે શોળે સણગાર.
બાઠ બરદાળી બીરાજોરે કહું સેવક છું તાર. અંબાજી.
આનંદેથી આપને આરાધું શાક્ષાત.
તુજ ચર્ણનો દાસ છું. શીવ શકિતી અંબે માત. અંબાજી.
શર્ણાંગત રખો સદા કરગરી કહુંછું દાસ.
આરાસુરી તમને કહું.
મથુર કહે તારી છે આસ. અંબાજી.

---

[ ૨૬ ] ( પ્યારી તેરી જલવા ગીરી. એ રાહ. )

છબી માની મોહનગારી. આનંદ આનંદ આનંદ ભરીરે.
વારી વારી કષ્ટને હરીરે. ન્યારી ન્યારી વિપત્તિ કરીરે. છ.
પ્યારી છબી અંબેમાની. અચળ અમર આછેરે ખરીરે,
આપો દર્શ મુજને જરીરે.
મથુર કહે સહાય કરીરે. છબી.

---

**( ૨૭ ) ( સતિ સુંદરી પ્રીય પ્યારો. એ રાહ. )**

દીઓ દર્શરે લટકાળી, હાંહાંરે, દીઓ.
હો અલક બનીછેરે કાળી તું. દીઓ.
અસી કરધારી, શત્રુ સંહારી, સરજનહારી. દુઃખહરનારી. દર્શરે.
દીધાં દર્શરે બાળી, અંબે આરાસુર વાળી. મુર્તિ મોહનગારી.
આરાસુર પટરાણી તારી. અંબે મા તું મારી. આરાસુરપરે
વસનારી. દીઓ.
જમણે કર ત્રીસુળ ધારી. બેઠાં બાઇ સરજનહારી.
"મથુર" કહેછેરે વીદારી. નાખો કષ્ટોને સંહારી.
આવ આપો સુખ મુને, અંબે મા જગધારી. દીઓ.

---

**( ૨૮ ) ( વખત વિચારો શ્રી હરી. એ રાહ. )**

અંબે પધારો પ્રીતથી. તમે આવો સેવકની સહાયે. તમે.
સૃષ્ટી રૂપી સમુદ્ર કહેવાય તેમાં બુડી જાએ.
અંબે તમે આવીને માત (૨) શેવકની બાંહ્ય ઝાલો. બાંહ્ય.
આવો કૃપા કરી તમ માત અખંડ આયુષ આલો.
હે મહિષ મર્દન જયકાર (૨) કહુંછું શીશ નામી. શીશ.
છો ત્રીભુવનની જગતાત કરો પુરણ કામી.
અંબે દેવી સાચ્ય છો વીખ્યાત જગતદેવી.
પ્રીતથી પ્રણવી સુનીવર મુનીવરે શેવી.
આદ્ય છે ભવાની દેવી ઇશ્વરી ખરી.
આજે અંબીકા આવીને તારો ઇશ્વરી.
આવો ભકતની વાર (૨) શરણુ સેવક ધારી. સેવક.

અંબે ઓ જગના આધાર સેવક હ્યોને તારી.
આરાસુર વસનાર (૨) તાર સેવક વારે આ વારે.
ચરણુ પડું આવાર સેવક શર્ણુજ તારે.
શીવ શકિત ખરી નાખો કષ્ટો હરી. સરજન હાર તું
સઘ લે સહાય કરી.

દેવ સર્વ તણી કરી સહાય ઘણી.
કહું આજે અરે શું મુખે વરણી. (૨)
થયો ઝાંઝરનો ઝમકાર (૨) આવ્યાં વારે મારી વારે.
" મથુર " કહે પ્રીતે બાહ્ય લીધો મુને ઉગારી.

---

( ૨૯ ) ( મમ કંઠ સુકાઈ જાએ. એ રાહ. )

ધર્યો પ્રેમ આજે અંબાયે, અહો અહો અહો આરાસુરી
આ માયે ધર્યો.
તારાં—સારાં,
દર્શ કરી, હર્ષધરી, કષ્ટ હરી, કાઢો અરી.
આનંદ ઉર ન સમાયે. ધર્યો.
તારાં આદ્યજી દર્શન કરીએ અંબે અંબે રૂદેજ ધરીએ.
કષ્ટહર્યાં સુખકર્યાં—સત્વર—સત્વર.
કષ્ટકાપ— સુખઆપ—પરિતાપ—સત્યઆપ. ધર્યો.

---

( ૩૦ ) ( જગપતિ કરશે સ્હાય તારી. એ રાહ. )

આરાસુરી અંબે સેવોને બાઈ. (૨)
ધરીને અતિંજ હોંશ. ચર્ણુજ ચીત ચ્હાઓ.
એછે અંબેજ માઇ—આરા.

સાખી—અંબે અંબે સૌ રટો. જગપતિ જગદાધાર.
એછે દેવી આપણી. કરો સેવન અપાર.
કરજો સહાય મા તું. ભક્તો તારાની.
મથુર કહે છે માઇ—આરા.

---

( ૩૧ ) ( **શીવજીને સ્નેહે સમરવા. એ રાહ.** )

અંબે આરાસુર રાણી, સેવોને સત્ય કહુંછું.
સુખ સૌ દેશે ને દેશે નવનીધ. મોટી મા એ પટરાણી. સેવોને.
માર્યા ચુંડ ને મુંડ જોડે નીસુંભ સુંભ.
ભજીલ્યો લ્હાવો મનમાણી. સેવોને.
મધુ કૈટભ મ્હેસાસુરાદી માર્યા.
મથુર કહે સેવીલ્યો શાણી. સેવોને.

---

( ૩૨ ) ( **કોઈ હાલ કહો જાકે. એ રાહ.** )

સેવું સદા જુગદંબે.
મારાં દુઃહરણ અંબે—શેવું.
આરાસુર પર તુંજ વસીરે. દીઓ દર્શન મહેરબાન.
દર્શણ બીના થઉ હેરાન. આપો દર્શપાન. ધરૂંછુ ધ્યાન. શેવું.
ડુંગર વાળી દેવી દર્શ દે. થાઉ બહુ હેરાન.
ધરૂં માત રૂદેથી ધ્યાન. માત મહેરબાન.
" મથુર " કહે આન. શેવું.

---

( ૩૩ ) (થઈ વ્યભિચાર ખરે હું ક્વાર ક્વાર ક્વાર એ રાહ.)

ભજું ભાવથકી અંબે આજે માય માય માય.
ઓ બરદાળી દેવી તું બાળી. કરને સેવકની વાર વાર વાર. ભ.
અરે ઓ અંબા ડુંગર વાળી. અમી દ્રસ્ટી કરોને અપાર પાર પાર ભ.
ધન્ય ધન્ય ભકતી માત તમારી. કરવામાં મળ્યો છે મુને સાર સાર
" મથુર " કહે છે દાસ તુજે સ્થાપો. [ સાર. ભ.
ધરીને દેવી તમે તો પ્યાર પ્યાર પ્યાર. ભ.

---

## ગરબો.

( ૩૪ ) ( પુનમ ચાંદની. એ રાહ. )

અહોરે આજની ઘડી ઘણી રળીઆમણીરે.
અંબે સોહીત મંડપ છે આજ.
હર્ષે કરીએ ભજન ભક્તિ ભાવથીરે.
અહોજી અમ્મર આ ભૂમિમાં પ્રગટ થયાંરે.
ભાગ્યાં દેવોનાં તમેતો ઘણાં દુઃખ. હર્ષે.

સાખી—

અહો જગદા તુજ ધન્ય છે. કર્યો જય જય કાર.
માર્યા દૈત્યો પ્રગટતાં આપ્યાં સુખ અપાર.
સોહે સીંહાસન તેંપર આપ બીરાજતાંરે. આપે આડ કરો છે
કુમ કુમ ટીલડી ભાલ. હર્ષે.

**સાખી—**

સુંદીર સેંથો પુરીઓ, વાળી શોહે નાક.
પહેર્યા કંકણ પ્રીતથી, કહું શું હું અરે રાંક.
સુંદીર ચોળીને ચીરો પહેર્યા છે મા તમેરે. વાળ્યો અંબોડ્ર
અદ્દભૂત ઘાલી હાર. હર્ષે.

**સાખી—**

હાથ ખડગ ધર્યું હસી, આંજ્યું કાજળ આંખ.
સોના રેખો શોભતી. તારે અલખ લખાટ.
કર્ણું ફુલ તો સોહે છે કાંને પવિત્ર તોરે.
ધર્યા કંઠે તો એકાવળ માયે હાર. હર્ષે.

**સાખી—**

સુંદીર સાંકળી સોહતી, બાંધ્યાં બાજુબંધ.
જોઇ માનું મુખડું. થાય દેખતું અંધ.
કલ્લાં સાંકળાંને વીંછુ આ સોનાતણારે.
ગાજે ઘુઘર થાય છે ઘમકાર. હર્ષે.
વાહન વાઘતણું માજીને રહ્યું સોહીરે.
ચાહો ચર્ણમાં મથુરને ગણી દાસ. હર્ષે.

---

[ ૩૫ ] **( ઝટપટ કરૂં વીદાય મારા. એ રાહ. )**

જોવાને ચાલો માત અહો. જોવાને ચાલો માત.
એ છે અલખલખાટ. અહો.

આરાસુરી અંબે પટરાણી. ધર્યા શોળે સણગાર.
દરશણ એનાં તો કરવાથી. દુઃખો સર્વ હણાય. આહા.
દીન દયાળી માતુ છે મોટાં. આરાસુરી સાક્ષાત.
રંક રાય થાય ઘડી એકમાં માનો "મથુર"ની વાત. આહા.

---

( ૩૬ ) ( ચાલો આ વાર સઉ. એ રાહ. )

દુઃખ હરનાર દેવી આ છે અંબેજ ખરી.
મા તું દયાજ કરી. નાખો કષ્ટોજ હરી.
સૌથી જગતમાં છે ઉચ્ચીત દેવીજ ખરી.
સર્વનાં કાઢયાં છે દુઃખ. સઘ આયુધ ધરી.
કષ્ટ સંહારીઆ. દૈત્યજ મારીઆ.
આપ્યું સુખ. કાઢી દુઃખ. કરી સહાય. અંબે માય.
"મથુર" ગાય દુઃખ જાય. દુઃખ.

---

( ૩૭ ) ( પરણીમાં સાર કાંઈ. એ રાહ. )

છે અંબે સુખદાઇ. ખરે ભાઇ.
સુખ કરશે અંબે માત. છે દયાળી મા સાક્ષાત.
સેવે સર્વ દુઃખ તો જાત. ખરે.
કરે કષ્ટ તમારાં દુર, છે અંબે મા મશહુર.
દુર કરે શત્રુ તમ ક્રુર. ખરે.

---

**( ૩૮ ) ( યોવન ખીલ્યું આવ્યા છે. એ રાહ. )**

અંબે આરાસુરે વસી છે, દેવી ખરી.
લાગું પાય હર્ષ ધરી, અમી દ્રસ્ટી માએ કરી.
પ્રીતે નમુ પ્રેમ ધરી. નાખો તમે કષ્ટ હરી.
વાહ——વાહ——વાહ——વાહ. અંબે.
સેવક આઇ સરણે રમે, પારે આવવું મુજને ગમે.
જીવ મારો તેમાં ભમે, મથુર આજ અંબે લવે.
વાહ——વાહ——વાહ——વાહ. અંબે.

---

**(૩૯) (સૈયર સ્યામ સલક્ષણા પાસે જબરી જાદુગરી. એ રાહ.)**

અંબે આરાસુરપર વસતી તું છે દેવી ખરી દેવી ખરી.
ગબરવાળી ગોખ ચોકમાં તુંતો વસીરે, તું છે.
હણ્યા દૈત્યો સર્વે હાથેથી શીવ શક્તિ શીરતાજ.
ઘણા દેવનાં કામજ કીધાં એ તેં અંબે માજ. તું છે.
દેવોના સરવે અંગોથી, પ્રગટ દેવી તું થઇ.
સૃષ્ટિમાંના સર્વ દેવોની, સહાયે તું તો ગઇ. તું છે.
પ્રથમ મારીઆ ચુંડ અમુંડ, ચંડીકા પ્રખ્યાત થઇ.
પછી મારીયો મૈયાસુરને મૈયાસુરી ગણાઇ. તું છે.
સુંભ અને નિસુંભ, મધુ કૈટભતો માર્યા ઠાર.
સર્વ દેવની સહાય કરી તમે, કરો મથુરની વાર. તું છે.

---

## ( ૪૦ ) ( સાહેલી ના સરમાઇએ. )

અંબાજી ગુણ ઝટ ગાઇએ.
દર્શ જઇએ. શર્ણુ રહીએ. પ્રીતે અંબાનું સરણું સહાઇએ. અંબાજી.
અંબેમાઇ દયાળી બાઇ એ.
સુખ પાઇએ. સંઘ જઇએ. મોટી એ છે અંબીકા માઇરે.
માતુ કહીએ. (૪)
અંબા હો મથુર કહે લહીએ. અંબાજી.

---

## ( ૪૧ ) ( જગપતિ ખુબી તારી એ રાહ. )

આરાસુરી તુને નમીએ, નમીએ નમીએ હે જગકીરતાર,
હે સુખ અપાર, રે અપાર, હે સુખકર સરજન હાર. આરા.
માતુ મ્હારી સુખદાધાર, આપી સુ બુદ્ધિ લાજ વધાર,
ચરણે શરણે તારે માય. મથુર મુખેથી પ્રેમે ગાય. આરા

---

## ( ૪૨ ) ( હાંહાંરે રૂપીઓ ચાલો. એ રાહ. )

વાહવાહરે અંબેમા તું. તુજ ભજનથી દુઃખજ જાતું.
જે કોઇ સરણું રહાતું— રે.
આરાસુરી તણા ગુણ ગાતું. હાંહાંરે.
સુખ સાન્તિ તું કરનારી—દુઃખ દાળીદ્ર હરનારી.
ચીત ચરણમાં જે કો ચ્હાતું— રે આરા.
આરાસુરી અંબે દેવી—મુનીવર મુનીવરે તો સેવી.
નથી જગમાં તારા જેવી— રે

સૃષ્ટી સરવે સરજન હારી, દૈત્યો કુળ તું હરનારી.
મા જઉં તારાપર વારીરે. આરા.
અરે હોહો અંબેઆઇ. કરો દાસ તમારો માઇ.
મથુર કહે છે. મા ગુણ ગાઇરે. આરા.

---

## (૪૩) (ચીન્તા નીરંતરની દુર થઇ છે. એ રાહ.)

અંબે આરાસુરી જગત દેવી છે, સુરી સાધ કામ સદાય.
અંબે માય. લાગું પાય. કષ્ટ જાય.
હંસજ ધરીને. કષ્ટજ હરીને. સુખજ કરીને,
દુઃખજ જાયરે. દયાળી માયરે. પાપજતાં. અંબે.
અંબાય અંબાય અંબાય આજતો લાગુંછું લળીને પાય.
આનંદ લાંય. મંડપ માંહ્ય. ખુશીથી. પ્રીતીથી. તનથી. મનથી.
આજે તુંને દેવી. મુનીવરે શેવી. કહે મથુર. અંબે.

---

## (૪૪) (દીઠી મેંતો ખુબી ન્યારી દમડા તારી. એ રાહ.)

અંબે માની મુર્તિ આજે અલક બની;
અલક બનીરે અલક બની;
બણી ખરેખરી. આરાસુરી તણી.
આરાસુરી તણી. બણી રહી ઘણી; અંબે.
મોટા મોટા મુનીઓ જેનું ધ્યાન ધરે,
ઝળકેછે મંડપે માના હીરામણી; અંબે.

જાતા શેવક ચરણે તો દુઃખોજ હરે,
કરજો રખવાળીમા મથુર તણી. અંબે.

---

(૪૫) (અટકાવું ગૌવત જ્યારે. એ રાહ.)

અંબાજી (૨) સેવો ભાઇ. છે અંતે એ સુખદાઇ.
મા દયાતો સૌપર કરતી. ખરે પાપ પુરવનાં હરતી.
સેવકને સર્ણુજ કરતી. ભક્ત રીદ્ધિ સીદ્ધિ ભરતી.
પ્રેમનો પાસ. બાંધોને ખાસ. થઇને દાસ.
એ જીવીત જનુની જાઇ. છે અંતે.
આરાસુરપર જે બીરાજી. સૃષ્ટિ વેણુ સરતો વાજી.
ધણી કીર્ત્તી ગગનથી ગાજી. એ કહેવાય મા અંબાજી.
સર્ણુ તુંજા. સૃષ્ટિ સુણુવા. થાય ન શીરધા.
જેણે સૃષ્ટિ સર્વે બનાઇ. છે અંતે.

---

(૪૬) (જવાને પ્રીયા જલ્દી હુકમ થયોરે. એ રાહ.)

અંબાને આજે સેવું સરણુ રહીરે. શેવું.
સાખી—હર્ષથી અતિ આધ હું ભજું. સહાય કરે સદ એહ.
પડું ચરણુમાં પ્રીતથી, પાવન કરૂં મુજ દેહ. અંબાને.
આરાસુરપર તું વસે, એ જગના આધાર.
કરો દાસ મુજ રાંકને, આ ભવ ઉતારો પાર. અંબાને.
સોળે સણુગારો સજી, બેઠાં બાઈ તો આજ.
મથુર મુખેથી ભણે, કરો સફળ મુજ કાજ. અંબાને.

---

(૪૭) (એ શું વદો સ્વામિ પ્રિય મારા. એ રાહ.)

કરો તમ ભક્તો પ્રીય મા તું (૨) દુઃખ દુર જાતું.
શરણું જે સ્હાતું. નક્કી કષ્ટ એહનું જાતું. કરો.
માત મયાળી દીન દયાળી. એછેરે જગ તાત.
ભ———જો———ભાવથી. કરો.
આરાસુરી એ અંબાય. ભજવાથી દુઃખ જાય. સુખતો સત્વર થાય.
આરાસુરી ચોકમાંય. સર્વે બેનો મળી ગાય. સેવે તેઓની કરો સ્હાય.
કષ્ટ વખતે સત્વર થાય. એનો દેવી દયાળી માય.
માતું માતું ભજો પ્યારા. આરાસુરી ફળદે સારા.
કહુંછું પ્રીતે મીત્રો મારા. ન ભજે જેઓ નકારા. (૨)
ભક્તિ પ્રીય માતુ..............................કરો.

---

(૪૮) ( બેઠા શું ચુપ ડરીને. એ રાહ. )

આપોરે તમ સેવરે (૨) સેવરે કાઢો કુટેવરે.
સેવેજ દેવરે.
કરે ભક્તિ દેવ જે વરે..................આપો.
મથુર કહે માજી કષ્ટો કાપ. આણુ નમામી સુખજ આપ.
સુખરે હાં...........................આપો.

---

(૪૯) ( અભાગી હું છું રાજવંશી ખરે. )

રખવાળી કરો સૌની આવે સ્થળે:
પુજું પાવડી મા તારી પ્રથમ પળે. રખવાળી.

સાખી—મહિષ મર્દન એતો ખરે. રોળ્યા દૈત્યો અપાર.
સર્વે દેવની સહાયજ કરી. કીધી સર્વેની વાર. રખ.
પૂજાું પ્રથમ મા પાવડી. આરાસુરી જગમાત.
કુમ કુમ અક્ષત ચાંદલે. પુષ્પ ચડાવું સાક્ષાત. રખ.
લી. મથુર.

---

**(૫૦) ( ગુરૂ દીલદીસે છે લટીયર બનવું. એ રાહ )**

ખરા ભાવે માજીનું ભજનજ કરવું,
વળી ડુંગરાવાળીનું ધ્યાનજ ધરવું. ખરા.
આઇજી અમને પાર ઉતારો. સૃષ્ટિ રૂપી સમુદ્ર તારો. ખરા.
ઓ બરદાળી ગબરવાળી. વાગે તારી જગમાં તાળી. ખરા.
આદય શક્તિમા ઇશ્વરીઆઇ. માજી સૃષ્ટિ સુદ્ધ બનાઇ. ખરા.
લી. **મથુર.**

---

**( ૫૨ ) (તજી મને દીલજાન. એ રાહ. )**

નથી મુને ગમનાર શીવ શક્તિવીના નથી મુને ગમનાર.
તુજ સેવામાં છે સાર. શીવ.
આરાસુર ઉપર તું બેઠી મધ્યાને. હીંચકા ખાય.
અમ જેવા દુષ્ટોને અંબે. કયાંથી એ સંભળાય. શીવ.
નવરાત્રીના નવ દીવસમાં, રમોછો માતા રાસ.
ચોસઠ બેનો મળી એકઠી, રમવાનેરે ખાસ. શીવ.
મહિસાસુરનું મર્દન કીધુ, ધન્ય ધન્ય અંબે માત.
બ્રહ્મા વિશ્નુંનું કામજ કીધું, દેવી તેતો સાક્ષાત. શીવ.

મુંડ મુંડને રણમાં રોળ્યા, માર્યા દૈત્ય અપાર.
તુજ વખતે રામે રાવણ માર્યો, ભૂમીનો ઉતાર્યો ભાર શીવ.
એમ માયા મહેર કરીને, દાતાછો દીન દયાળ.
હું છું અંબે સેવક તારો, તુજ ભક્તને પાળ. શીવ.
એક દીવસમાં ત્રણ રૂપ છે તારાં, મહિષ મર્દની એ માય.
જુક્તિ તારી જોવા જેવી, મથુર કહે કરજે સ્હાય. શીવ.

---

(૫૨) (પંડિતાઇ પળમાં ચાલી જાય છે. એ રાહ.)

દરશણથી દુખ દુર જાય છે.
મા તારા તો દરશણથી દુખ દુર જાય છે.
માત માયાળી છો. દીન દયાળી
તુજ પાસે આવેથી સુખ થાયછે. મા તારાં તો.
હું અભાગી શું જાણું તારી ભક્તી.
મથુર મા ચરણમાં ચીત્ત સ્હાય છે. તે દુખ તજી સુખમાં
સદા પ્રગટ થાયછે. દરશણ.

---

(૫૩) (અરે હાય હાય અરે હાયરે એ રાહ.)

મળે ક્યાંય મારી અંબે માયરે.
સોધું ઠામ ઠામે. મળે ન ક્યાંયરે. મળે.
કરૂં શોક એથી. અરે દયા નીધિ.
મળો બરદાળી, દાસે હઠ કીધી. મળે.
કર દરશણ તો. દુખો મુજ ટળે.
અંબે ક્યાંય અંબે. મુજને મળે. મળે.

કરૂં દર્શ માટે. મા તારો વિલાપ.
કરગરીને કહે છે. મથુર દર્શ આપ. મળે.

---

(૫૪) (રોકો નહિ કુંવરજી મારગ દઇએ અમનેરે. એરાહ.)

મન હરણુછે મુર્તિ માજી લાગે અમનેરે.
શાન્તી તો કરો શેવકને લાગેલ શ્રમનેરે.
ઝાંઝરથી દીશો ઝમકાળી. નાક સોહીત મોતીવાળી.
બેન કહેવાઓ બહુચર બાળી. ત્રીસુળ તો સોહે તમોને
પ્રથમ પડખેરે. મનહરણુ.
આરાશુર ઉપર બીરાજે, દુંદભીનાદ ઘણેરા વાજે.
તે ગગન ઘોસતો ગાજે. સોળે સણગાર તે વખતે સોહે
તમનેરે. મનહરણુ.
માજી કહું છું કરગરીને. શુણો ભક્તનાં કષ્ટ હરીને.
આપો ભક્તી અમને ફરીરે. મથુર કહેછે માજી તમને આ-
વે વખતેરે. મનહરણુ.

---

(૫૫) (જલદી ટ્હેને તું પ્યારી મારી. એરાહ.)

આનંદે ભજુ હુંતો આરાશુરી.
માતું મનમાં આજ ભક્તિ તારી તારી તારી. આનંદે.
માતું કષ્ટ વીદાર. સુખ કરને અપાર.
આનંદેથી સેવક તો ધારી. ધારી. ધારી.
કરનેરે હરનેરે મથુર કહે કષ્ટ ભારી. આનંદે.

---

( ૫૬ ) ગરબો.

( ગાજે ગગન ઘરરર ઘઘન ઘરરર. એ રાહ. )

અંબે આરાસુરે વસીરે. આરાસુરે વસીરે. આવું પારે માતું
હું ધસીરે.
માતુ દરશણુ દીઓ મુને. દરશણુ દીઓ મુને કરગરી કહું માતુ
આવ્યો શરણે આજ તારે ઘરે. આજ તું ને.
દયા દીલ ધરો માત મુજપરે અંબે.

## સાખી.

આરાસુરી અંબેતણી. કરૂં ભક્તિ રસપુર.
આપો દર્શન આ પળે.

કરો શત્રુ મારા મા સુરરે. ભકતી હું તો કરૂં શર્ણે રહીને.
માતું કહીનેરે, આનંદ પાઇનેરે. ભકતી.

## સાખી.

કરો સ્હાયજ સત્યમા. મહિષ મર્દન જયકાર.
કહુંરે માતું કરગરી.

આનંદ આપોરે માજી તારૂં ભજન લાગે પ્યારૂંજરે.
ગંમાયા દર્શ ઘો જરી, નાખો કષ્ટો મુજહરી, ધરી હોંસ શીરતાજ.
ધરી હોંસ શીરતાજ કરો માતાજી સુખ સરરર.
સુખસરરર દુઃખહરરર અંબે.

---

**( ૫૭ ) આ શું ક્ષત્રીમહિ અનિતિ આવી. એ રાહ. )**

ભજો ભાવથકી મિત્ર તે માતા. માત અંબે તણી કરો ભક્તિ પ્યારા. ભ.
સત્ય માતરે——છે સાક્ષાતરે. માતુ આરાસુરપર વસનારરે.
કાપે તમ કષ્ટભાય આરસુરીએ જગરાય.
મથુર એને લાગે પાય ભજો.

---

**( ૫૮ ) ( અવર મદન અલબેલો. એરાહ. )**

અંબે આપોને બુદ્ધિસારી, આજે મને અંબે આપોને બુદ્ધિસારી.
આનંદે કરૂં તુજે આરાસુરી ભકતી. લાગે એ મુજને પ્યારી. આજે.
સૃષ્ટિસુધારક માત મયાળી, છે સુખકર સરજનહારી. આજે.
ધન્ય ધન્ય દેવી દાતા કૃપાળી, આપ્યાં સુખ જે દૈત્ય મારી. આજે.
હે મંમાયા ગુણ તુજ ગાયા, તેં મથુરની લાજ વધારી આજે.

---

**( ૫૯ ) ( મંગળકર ભવભય હર જય ઉમાપતિ એ રાહ. )**

અંબે કર સુખ સર્વપર કષ્ટતો હરી.
મહિષમાર સુખકાર. શીવશક્તિ ખરી અંબે.
આજ હરણ દુઃખ કર્યાં સેવકનાં ઘણાં.
સર્વ દેવને સુખ કાજે દૈત્ય મુસ્તક હણ્યાં.
દૈત્યમારી. કષ્ટહારી. કષ્ટ સૌ તણાં.
હરરે—કરરે—સુમરે—બરદાળી. મહાકાળી. દયાવાળી.
સૃષ્ટિ સુખીકરી. અંબે.

અહિષ માર્યો મારકાળી આજે તો ખરે.
દેવ સુખ સર્વ કરી સુખતો હરે.
પુષ્પ તણી વૃષ્ટિ કરી માત તમપરે.
દેરે—જેવે—સેવે—મા તારી—બલીહારી જાઉં વારી.
તમે મથુર ધરી ફરી. અંબીકા.

---

**( ૬૦ ) ( સ્તવન સ્તવન સ્તવન કરૂં આજે તાહરૂં. એ રાહ.)**

નમન નમન નમન નમન લીજીએ તમો.
આનંદ ( ૪ ) ઉરમાં હમો.
સતિ સૃષ્ટિબિકા લીજીએ તમો. નમન.
જાણી દાસ રાખો પાસ શર્ણુ આવ્યા હમો.
દાસતણાં વિઘ્ન ( ૨ ) હરો હરો. હરો. નમન.
અંબેમાત છો સાક્ષાત સુખસદા કરો દાસ. નમન.
નમે બાળ રે કૃપાળી કષ્ટ અમ હરો દાસ. નમન.
અંબે માજ શીરતાજ જય જય કર્યો.
મથુર તણા કષ્ટ ( ૨ ) હરો હરો હરો. નમન.

---

**( ૬૧ ) નાચનો રાહ.**

**( રે ગતિ કોઇ પાર ન પામે એ રાહ. )**

**સ્વધર્મી બાળકો—**

હે અંબે આદ્ય સૃષ્ટિ સુદેવી, ભજી ભાવથી સુલેવી.
કરે સહાય સદાસુખ એવી, નહિ જગમાં માતું જેવી. હે.

અંબેમારી અસીધારી વારી જાઉએ બરદાળી.
સુખ કરનારી સારી બલીહારી તારી છે ભારી.
સરજનહારી, માતુમારી. કષ્ટ હરનારી છે.
જય જય ધારી અંબે મારી, આનંદે સ્તુતિ કરી તારી. હે.

લી. મથુરલાલ હરગોવિંદ.

---

( ૬૨ ) ( ગર્ભવાસ રાખ્યોરે. એ રાહ. )

શેનું તારાં ચર્ણુરે, અંબે આઇ લળી લળી.
મુજને રાખો શર્ણુરે, દાસ છું તારો વળી વળી. ટેક.
ઓ બરદાળી ડુંગરવાળી અનાથની છે તું નાથ,
રાખો દાસને આવ્યો છું સરણે ગક્ર હું ગુણ તારા ગાય.
મા તું છે તું મારીરે, સર્ણ માટે રહયો હળી, શેનું.
શોભે સણગારો અંગે ધર્યાંરે એમાં અનુપમ આડ.
ઝાંઝર નેપૂર કલ્લાંને કાંબી હરખે છે જોઇ મુજ હાડ.
પુરા સણગાર પહેર્યારે હરખુંછું માતું નેત્રભાળી. શેનું.
કેસ ઓળીને મેલ્યા લળકતા પહેર્યો મુગટ ધરીપ્રીત.
દીવસમાં ત્રણ રૂપ કરો છો જોઉ હરખી હરનીસ.
કંચન ચુડી પહેરીરે ત્રણ લણ જોડા હાથે મળી. શેનું.
ભગવતિ ભાળી ખપર વાળી, જોગમાયા જગમાંય.
નીવરાત્રી નવ દીનમાં ખેલવા ચોસઠ બેનો ભેગી જાય.
ધન્ય છે માતુ તમનેંરે ખેલો ત્યારે સરવે મળી. શેનું.
આદ્યજી અમને આપો બુદ્ધિ. કરૂં હું સેવ સદાય.

તારા જેવી બીજી જગમાં ન જાણું અહો આરાસુરી રાય.
કહુંછું કરગરીનેરે. આપની ભક્તિ લાગે ગળી. શેવું.
ચાર ચાર ઘડીએ ચોઘડીઆં વાગે. દેવી તારે દરબાર.
બ્રહ્મા વિશ્નું શેવ કરે મા. ધન્ય ધન્ય છે દેવી અવતાર.
તમે માતું મ્હોટાંરે. આરાસુરી ડુંગરવાળી. શેવું.
તેજ તણો ભંડાર ભાળુંછું. શોભીત સાડી સાર.
વાઘ્ર વાહન સ્વારી કરનારી. મથુર કહે છે ઊગાર.
પડયો આવી પગમાંરે. ચાલે છે કાળ ખોટો કળી. શેવું.

---

( ૬૩ ) ( વસંત તિલકા )

સમરૂં સદા સહાય કરતાર કામી.
વંદુ રહી ચર્ણુમાં હે નમામી.
કુળ દેવી કિરતાર અંબેજ માતા.
રહી તુજ સર્ણુંગતે ગુણ ગાતા.
તારો છેજ પ્રતાપ ધર્મીષ્ટ દેવી.
શક્તિ સર્વ સુનીવર મુનીવ્રેજ શેવી.
તમે ચુંડને મુંડ હણ્યાજ હાથે.
નિશુંભ ને શુંભ વળી તેજ સાથે.
તત્કાળે દેવોએ વૃષ્ટિજ કીધી.
મુઆ દૈત્ય તત્કાળ વધાવીજ લીધી.
ચુડી ચમકની હાથે ચળકી રહી છે.
આડ અખીલ અંબેજ હાથે લહી છે.

ચીર ચક્ષ કહેવાય દક્ષીણ સાડી.
ધરી શોભે સૃંગાર શસ્ત્ર સુદ્ધ માડી.
કહું શું ઘણું મહિષ મર્દન કારી.
નમી ચર્ણુમાં કહે મથુર લે ઉગારી.

---

**(૬૪) ( પાપી તુને સમશેરનો સ્વાદ ચખાડુ. ) એ રાહ.**

ચાલો માનાં દરશણ કરવા સૌ જઇએ.
સૌ જઇએ. નહિ રહીએ.
નહિ રહીએરે. માનાં.

**સાખી.**

માતની સોભા શી કહું કહેતાં ન આવે પાર.
જગ રચના મા તેં કરી, સત્ય મા સૃષ્ટિ ધાર.
સૃષ્ટી ધારરે. માનાં.

**સાખી.**

ડુંગર દેવી બીરાજતી, અંબીકા દીન દયાળ.
સોના બાજોટ ખડુયતી. હીરે રત્ન જડીત.
જડીતરે. માના.

લી. વ્યાસ ભોગીલાલ ગોપાળજી.

---

**(૬૫) ( બીચાર મેરી પ્યારી. એ રાહ. )**

કરો ભાવે ઝાકતી, સેવકો અંબે માત તણી.
માના દરશણુથી, દુઃખ દૂર જાસે.
સુખ કરશે અપાર. કરો.

દાસો અમે સૌ ભેગા મળી ગાઇ
માની સ્તુતિઓ તમામ. -કરો.
ભોગીલાલ નમી કરજોડ.
સર્વેને કરજો સહાય. કરો.

---

( ૬૬ ) ( કહાં મીલે અબ મોએ પ્રેમ એ રાહ. )

દરશણ દીઓ માતુ આજ, કૃપાળુ અંબે દર્શણ દીઓ માતુ.
ચુંડ મુંડને મા તેં રોળ્યા શેવકનાં દુઃખ હર્યાં. કૃપા.
મૈસાસુરનો નાશજ કીધો, ધન્ય ધન્ય અંબે માત. કૃપા.
આરાસુરપર માત બીરાજો. અખંડ તમારૂં ધામ. કૃપા.
ભોગીલાલ નમે કર જોડી, રાખો ચરણમાં માત. કૃપા.

---

( ૧ ) ( ઇસપાપી જગમે ધન્યહુયે અયસે ધરમી ઇનસાનકો. )

હરનામજ તારૂં રટસે તરસે પ્રાણી પૃથ્વીજમાં. ટેક.
કર પ્રાણી તું હરખીજ ભકિત અંબેજ માની.
એછે દેવી દૈનીક દયાળી. મહોટી જગમાં એ મહાકાળી.
આરાસુર અંબે એ બાળી.
હરહરખીને. લે પરખીરે. ધરતાજ મુનીજન ધ્યાનરે.
દઇ માનરે———હર———
અવર તરણ સેવક આ તારો. આવ્યો આજ તેનેજ ઉગારો.

છે મા તુજ આ પાવન પારો. નમામી શકિત કષ્ટ સંહારો.
આપો બુદ્ધિ અગોચર આઇ, ઘો દર્શજ શીવ શકિતજ માઇ.
મથુર કહે મા તુજ ગુણ ગાઇ, કરતાંજ ભકત જન કામરે.
સુખ ધામરે————હર————

---

( ૨ ) ( ત્રાહી પ્રભુ કરૂણાધન ત્રાહી. એ રાહ. )

આરાસુરી ગ્રહો હાથ ઓ માઇ. આવ્યો શરણે
અંબે હુંજરે આઇ. ટેક.
આ ભવરૂપી સાગર તારો. સ્રષ્ટિ સુધારક બાળાતું
બાઇ—આરા—
દેવ દયાથી ચંડ મુંડ માર્યાં. કર્યું મર્દન મહિસાસુરનું
માઇ—આરા—
સુંભની સુંભ મધુ કૈટભઆદી. ચોળી ચત્રુભૂજ તેં
ચિત સ્હાઇ—આરા—
દેવ સકળ થયા ત્રાહિરે ત્રાહિ. ત્યારે પ્રગટ થયુતું
શકિત શીવાઇ—આરા—
આવી ધરણીપર સ્હાયે દેવોની તમે આવો વારે
મથુર કહે જુગમાઇ—આરા—

---

# આરતી.

સર્વે——

જય જય જય દેવી મા જય જય જય દેવી.
સુનીવર મુનીવરે શેવી. જય.
"સોમે તો" સુદ્ધ થઈ બેઠાં છો બાળીમા. બેઠાં.
આરાસુરની રાણી, ગોખ ચોક વાળી. જય.
"મંગળે" મંગળકાર, આઇજી આ દીશે મા. આઇ.
આનંદ ઓછવ આજે. સણગાર મા સુ દીશે. જય
" બુધે " બાઇ સ્વરૂપ, કામદેવકોરે. મા કામ.
સર્વ દેવો સોધે. સહાયજ તમશોરે. જય.
" ગુરૂ " એ દૈવત પુરૂં. બાજી છે તારૂં મા. બાજી.
આનંદેથી ઊઠી, દૈત્ય મર્દન ધાર્યું. જય.
" શુક્રે " સહાય કરી. દૈત્ય કુળમારી મા. દૈત્ય.
સર્વે દેવોને સત્યજ, લીધા ઉગારી. જય.
" શની " સર્વે કીધી, પુસ્પ વૃષ્ટિ ભારે મા. પુસ્પ.
જય જય કરતા જાત્રા, ભજેજ અંબારે. જય.
" રવી " એ રાજ્યાસન બેઠી, મહિષ કુળમારી મા. મહિ.
સંર્વ દેવોએ કીધી, પુજા તમ સારી. જય.
આદિને ઓત્સવ ભારે, તવ પારે થાતો મા. તવ
મથુરતો ચર્ણમાં રહીને, ગુણ તારા ગાતો. જય.

**સમાપ્ત.**

# પ્રથમ આશ્રય ગ્રાહકની નામાવળી.

શ્રી મહિષ મર્દિની અંબિકા સ્તવનના અગાઉથી ગ્રાહક થનાર સદ્ગ્રહસ્થોનાં તથા સદ્મીત્રનાં મુબારક નામ.

પ્રત. મુ. પાટણ.

૨૫ રા. રા. આચાર્ય. બાઇશંકર પ્રાણશંકર.
૧૦ રા. રા. પંડ્યા. ગીરધરલાલ ગોપાલદાસ.
૫ ,, ,, આચાર્ય. ગુલાબશંકર જેસંકર.

( ઇનામદાર )

૧ ,, ,, ,, મણીશંકર હરીશંકર.

( લાયબ્રેરી કારકુન ).

૧ ,, ,, ભટ્ટ જગન્નાથ નારણજી.
૧ ,, ,, આચાર્ય. મણીશંકર પ્રાણશંકર.
૧ ,, ,, ,, મુળશંકર જયશંકર.
૧ ,, ,, સા. વાડીલાલ ઊત્તમચંદ.
૧ ,, ,, સોની વ્રીજલાલ લલ્લુભાઇ.
૧ ,, ,, સુકલ. અમથાલાલ ગણુપતરામ.
૧ ,, ,, ભટ્ટ. લીલાશંકર અંગારામ.
૧ ,, ,, પ્રતાપરાય અવંતીરાય.

( મુજમુનદાર ).

૧૦ ,, ,, ત્રીવેદી ગીરજાશંકર નાગરદાસ.
૧ ,, ,, યાજ્ઞીક હીરાલાલ રામશંકર.
૧ ,, ,, જાની મણીશંકર બાળાશંકર.
૨૫ રા. સ. બાઇશંકર કેસવરામ બ્યાસ.

| | | | |
|---|---|---|---|
| ૧ | ,, | ,, | સોની ચુનીલાલ ગોરધનદાસ. |
| ૧ | ,, | ,, | વ્યાસ ચુનીલાલ હરગોવિંદ. |
| ૧ | ,, | ,, | આચાર્ય જીવતરામ મહિધર. |
| ૧ | ,, | ,, | ,, માણેકલાલ મુળચંદ. |
| ૧ | ,, | ,, | દવે. રેવાશંકર હીરજી. |
| ૧ | ,, | ,, | કણુસારા નાનાલાલ ગોપાળદાસ. |
| ૧ | ,, | ,, | શા. ત્રીકમલાલ સાંકળચંદ. |
| ૧ | ,, | ,, | કડીયા. શીવલાલ નાગરદાસ. |
| ૧૦ | ,, | ,, | ગોલા માધવલાલ જયરામ. |
| ૧ | ,, | ,, | મણીલાલ નાગરદાસ. |
| ૧ | ,, | ,, | પરિ. પોપટલાલ પુરૂષોતમદાસ. |
| ૧ | ,, | ,, | ઇશ્વરલાલ જેઠાલાલ. |
| ૧ | ,, | ,, | પરી. ત્રીકમલાલ પુરૂષોતમદાસ. |
| ૧ | ,, | ,, | ત્રીવેદી લલ્લુ કાશીરામ. |
| ૧ | ,, | ,, | અધ્યારૂ ભાઇશંકર ઉજમરામ. |
| ૧ | ,, | ,, | શા. લહેરૂચંદ લલ્લુચંદ. |
| ૧ | ,, | ,, | શા. નાનાલાલ જેસંગભાઇ. |
| ૧ | ,, | ,, | મહેતા. હરીશંકર રામશંકર. (જકાત કારકુન.) |
| ૧ | ,, | ,, | ચોકસી. મણીલાલ ચુનીલાલ. |
| ૧ | ,, | ,, | રાવળ. નથ્થુશંકર નહાલચંદ. |
| ૧ | ,, | ,, | સા. ત્રીકમલાલ સાંકળચંદ. |
| ૧ | ,, | ,, | માસ્તર ચીમનલાલ અમૃતલાલ. |
| ૧ | ,, | ,, | રામી રામચંદ મોતીરામ. |

૧ ,, ,, સા. છોટાલાલ સવાઇચંદ.
૧ ,, ,, ચોકસી. પુનમચંદ વીરચંદ.
૧ ,, ,, ,, ડાહ્યાલાલ વાડીલાલ.
૧ ,, ,, માનચંદ મુળચંદ.
૧ ,, ,, ઠક્કર. ઊત્તમરામ હરગોવિંદ.
૧ ,, ,, શા. દલપત ડાહ્યાચંદ.
૧ ,, ,, ઓઝા. મોહનલાલ ભાઇશંકર.
૧ ,, ,, રાવળ. પ્રલ્હાદજી મગનરામ.
૧ ,, ,, શેઠ. સુરજમલ હેમચંદ.
૧ ,, ,, રામશંકર લલ્લુરામ.
૧ ,, ,, બારોટ. અમથાલાલ નથુરામ.
૧ ,, ,, આચાર્ય. રંગલાલ રામશંકર.
૧ ,, ,, શા. ભોગીલાલ રણછોડદાસ.
૧ ,, ,, ત્રીવેદી મણીલાલ ઊજમરામ.
૧ ,, ,, શા. ત્રીકમલાલ સાંકળચંદ.
૧ ,, ,, શા. કેશવલાલ ફુલચંદ.
૧ ,, ,, શા. મંગળ નારાયણ.
૧ ,, ,, ત્રવાડી મણીશંકર રામશંકર.
૧ ,, ,, મહેતા. મણીશંકર પ્રાણશંકર.
૧ ,, ,, આચાર્ય. પુરૂષોતમદાસ ચુનીલાલ.
૧ ,, ,, રાવળ. પ્રાણશંકર હીરાલાલ.
૧ ,, ,, આચાર્ય. મણીલાલ ત્રીકમલાલ.
૧ ,, ,, રાવળ. હીરાલાલ મગનલાલ.
૧ ,, ,, ગીરધરલાલ મોજાભાઇ.

૧ ,, ,, મહેતા સામરાય મગનરાય.
૧ ,, ,, જાની દોલતરામ પ્રાણુશંકર.
૧ ,, ,, આચાર્ય. દશરથલાલ મગનલાલ.
૧ ,, ,, કાપડીઆ નારાયણ જીવાચંદ.
૧ ,, ,, ગાંધી ગીરધરલાલ છગનલાલ.
૧ ,, ,, સુથાર હરગોવિંદ કુબેરદાસ.
૧ ,, ,, ખાતરી કીશોર ગગલદાસ.
૧ ,, ,, સુથાર કરશન શીવરાંમ
૧ ,, ,, લુહાર જોઇતા જેચંદ.
૧ ,, ,, પટેલ પુરૂષોત્તમ નથ્થુરામ (વડનગરવાળા.)
૧ ,, ,, લલ્લુ રામચંદ.
૧ ,, ,, શા. ગભરૂચંદ જીવાચંદ.
૧ ,, ,, જાની બીહારીલાલ રામશંકર.
૧ ,, ,, અધ્યારૂ બીહારીલાલ જમનાદાસ.

## વડનગર.

૧ રા. રા. ઠકર ભીખાભાઇ છોટાલાલ.

પ્રત

## મુ. વીજાપુર.

૨૫ રા. રા. દેશાઇ અમૃતલાલ હીરાલાલ.
૧ ,, ,, ,, મોતીલાલ જેચંદ.
૧ ,, ,, ઠક્કર. નાથાલાલ નહાલચંદ.
૧ ,, ,, મહેતા. ભોગીલાલ જેઠાલાલ.
૧ ,, ,, પંડયા. ગોવરધનદાસ કાલીદાસ.
૧ ,, ,, ,, મોહનલાલ સીતારામ.

૧ ,, ,, લુહાર. આશાભાઇ દેવાભાઇ.
૨ ,, ,, વૈદ્ય. રઘુનાથ વીનાયક.
૧ ,, ,, મહેતા. અમથાલાલ ઘેલાભાઇ.
૧ ,, ,, જોશી અંબાલાલ મોતીરામ.
૧ ,, ,, પંડ્યા. નાનાલાલ ગીરધરલાલ.
૧ ,, ,, જોસી. હીમતલાલ મહાસુખરામ.
૧ ,, ,, પંડ્યા. ગીરધરલાલ કકલભાઇ.
૧ ,, ,, દેશાઇ. ઇશ્વિરલાલ રાજારામ.
૧ ,, ,, ,, મોહનલાલ બલાખીદાસ.
૧ ,, ,, કારકુન. ચુનીલાલ હરિવલ્લભ.
૧ ,, ,, સા. ભગુ પુરૂષોત્તમ.
૧ ,, ,, જોસી. ભાઇશંકર શીવરામ.
૫ રા. રા. અમથાલાલ જેઠીરામ.
૧ રા. રા. મહેતા. અમૃતલાલ રેવાદાસ.
૧ ,, ,, પંડ્યા. હરીલાલ નભુલાલ.

## મુ. આતરસુંબા.

૧ રા. રા. કેશવલાલ મલુકચંદ. પરિખ.
૧ રા. રા. પરિ. મણીલાલ નાથાલાલ.

## પ્રત. મુ. પ્રાંતીજ.

૧ રા. રા. દેશાઇ ગોદડલાલ હીંમતલાલ

## પ્રત. મુ. અમદાવાદ.

૧ રા. રા. સા. પોપટલાલ ભોગીલાલ.

પ્રત. મુ. કંથારીયા.

૧ રા. રા. ત્રવાડી. ગીરજાશંકર નાગર.

પ્રત. મુ. ઊમરેઠ.

૧ રા. રા. પ્રેમાનંદ બાપુજી. પટેલ.
૨ રા. રા. ત્રીવેદી. કાશીરામ રઘુનંદ.

( ધ્રોલ કાઠીયાવાડ. )

૧ રા. રા. મનસુખ વજેરામ.

( રાધનપુર. )

પ્રત. મુ. સીદ્ધપુર.

૧ રા. રા. ઠાકર. મોહનલાલ લજ્જારામ.
૧ રા. રા. પાધ્યા. ઊગીયાશંકર નારાયણ.

પ્રત. મુ. કુણઘેર.

૧૦ રા. રા. પંડ્યા. મગનલાલ બેચરભાઈ.

પ્રત. મુ. ઝાંઝરવા.

૧ રા. રા. આચાર્ય. પ્રાણશંકર શીવશંકર.

પ્રત. મુ. ઊણ.

૧૦ રા. રા. માસ્તર. શંકરલાલ નાનાલાલ.
૧ રા. રા. સોની. ખોડીલાલ સાંકળચંદ.

## પાટણ.

૧ ,, ,, દવે. રામશંકર મુળશંકર.
૧ ,, ,, આચાર્ય. વેણીશંકર દેવશંકર.
૧ ,, ,, બારોટ. અમથાલાલ કેદારસીંહ.
૨ ,, ,, આચાર્ય. રામશંકર મહાશંકર.
૧ ,, ,, ઘાંચી. લલુ રામચંદ.
૧ ,, ,, માસ્તર. મોરલીધર પ્રલ્હાદજી.
૧ ,, ,, કંદોઇ. ઉત્તમલાલ નહાનુંભાઇ.
૧ ,, ,, રામી. ત્રીભુવન મોતીરાંમ.
૨૫ ,, ,, બારોટ. તારાચંદ પરધુભાઇ.
૧ ,, ,, રાવળ. મણીલાલ મુગટરામ.
૧ ,, ,, ખંભાર. મણીલાલ બકાભાઇ.
૨ ,, ,, રામી. ગીરધરલાલ લલ્લુભાઇ.
૨ ,, ,, આચાર્ય. ભાઇશંકદ ભૂદરદાસ.
૧ ,, ,, મહેતાજી. મોહનલાલ વલ્લભરામ.
૧ ,, ,, મીસ્ત્રી. કાળીદાસ ગોવિંદરામ.
૨ ,, ,, જાની. હીરાલાલ શીવશંકર.
૧ ,, ,, જડીઆ. જેઠાલાલ મગનલાલ.
૧ ,, ,, રામી. કાળીદાસ દલછારામ.
૧ ,, ,, ત્રીવેદી, અમૃતલાલ કેશવલાલ.
૧ ,, ,, પુન્ડરીકલાલ શામલાલ.
૧ ,, ,, રામી. લાલદાસ દયાલજી.
૧ ,, ,, કનુસારા. માણુકલાલ કેશવલાલ.
૧ ,, ,, સોની. જગજીવન ગોપાલદાસ.

૧ ,, ,, ત્રીવેદી. જેસંકર ભીખારામ.
૧ ,, ,, ત્રીવેદી. હરગોવિંદ મયારામ.
૧ ,, ,, સોની અમૃતલાલ દયારામ.
૧ ,, ,, ત્રીવેદી. જીવારામ મયારામ.
૧ ,, ,, સોની પુરૂષોત્તમ વીઠ્ઠલદાસ.
૧ ,, ,, નાનાલાલ નરસીંહરામ.
૧ ,, ,, જડીઆ. જેઠાલાલ નારણદાસ.
૧ ,, ,, નર્મદાશંકર દેવશંકર આચાર્ય.
૧ ,, ,, રામી ઝુમખરામ ઇશ્વરદાસ.
૧ ,, ,, ,, કમળારામ મોતીરામ.
૧ ,, ,, ,, ઇશ્વરરામ મુળચંદ.
૧ ,, ,, ઓઝા. જગજીવન જેઠારામ.
૧ ,, ,, ત્રવાડી. જીવતરામ માધવલાલ.
૧ ,, ,, સલાટ ફકીરભાઇ ઝુમાભાઇ.
૧ ,, ,, સદર નારણ ઉજમલાલ.
૧ ,, ,, પરિ. મોહનલાલ નગીનદાસ.
૧ ,, ,, દવે. રામશંકર મુળજી.
૧ ,, ,, ઓઝા. મુળશંકર નારાયણ.
૧ ,, ,, દવે. ડોસા વૈકુંઠરામ.
૧ ,, ,, શા. પોપટચંદ મંછાચંદ.
૧ ,, ,, સા. ડાહયાચંદ કરમચંદ.
૧ ,, ,, પાધ્યા. પ્રલ્હાદ નથ્થુરામ.
૧ ,, ,, સુથાર ગોપાલ ખેમચંદ.
૧ ,, ,, માણેકલાલ પુંજીરામ.

૧ ,, ,, સુથાર. હરગોવિંદ જીવરામ.
૧ ,, ,, વ્યાસ. પ્રલ્હાદજી લલ્લુરામ.
૧ ,, ,, જાની. અંબાલાલ નહાલચંદ.
૧ ,, ,, આચાર્ય. અંબાલાલ ગોપાલજી.
૧ ,, ,, ,, ગીરધરલાલ દલપતરામ.
૧ ,, ,, જાની. ડાહ્યાશંકર કિપાશંકર.
૧ ,, ,, પરિ. મણીલાલ રૂઘનાથ.
૧ ,, ,, ભાટીઆ કચરા હાકિજી.
૧ ,, ,, જાની. નટવરલાલ મણીશંકર શહેર.
૧ ,, ,, વ્યાસ. મથુરલાલ પ્રાણશંકર.
૧ ,, ,, આચાર્ય. નંદલાલ વિદ્યાશંકર.
૧ ,, ,, રતનલાલ ગીરજાશંકર.
૧ ,, ,, લગ્નશંકર રામશંકર.
૧ ,, ,, મણીશંકર દુરગાશંકર.
૧ ,, ,, વ્યાસ. લીલાશંકર મોહનલાલ.
૧ ,, ,, દવે બાપુલાલ વલ્લભરામ.
૧ ,, ,, વ્યાસ. બાપુલાલ જમનાદાસ.
૧ ,, ,, ગોસા. બીખારામ માધવલાલ.

---

# સુચના.

---

આ પુસ્તક જેઓ સાહેબને જોઇતું હોય તેઓએ નીચેના શીરનામે રોકડી કીંમત મોકલી મંગાવી લેવું. અગર વેલ્યુપેબલ પારસલથી મંગાવી લેવું. નોટપેડ કાગળ સંઘરવામાં નહિ આવે.

### ચોપડી મળવાનાં ઠેકાણાં.

વ્યાસ. બાઇશંકર કેશવારામ. પાટણ બજાર.
પાટણમાં વ્યાસ ભોગીલાલ ગોપાલજી. ઠે. બજાર.
વીજાપુરમાં દેશાઇ અમૃતલાલ હીરાલાલ ઠે. ભૂદર મહેતાના માઢમાં. વેચા વાસણ.

**સહી. રાવળ. મથુરલાલ હરગોવિંદ.**

**મુ. પાટણ ગોરસ્થાનની ખડકી.**

અલ્પબુદ્ધી પ્રકાશક.

---:o:---